શ્રી. 

# ગઝલ સંગ્રહ

—: અથવા :—

# રાષ્ટ્ર કિર્તન.

કર્તા અને પ્રકાશક:—"મનહર"

— તે —

શા૦ ચુનિલાલ મગનલાલ બુકસેલર

ઠે૦ રાણીતળાવ—સુરત.



આવૃત્તિ ૧ લી સંવત ૧૯૭૯

સુરત બરાનપુરી ભાગળ ઉપર આવેલા
શ્રી 'અનાવિલ' પ્રિન્ટીંગ પ્રેસમાં,
ગોવિન્દજી ડાહ્યાભાઈ નાયકે
છાપ્યું.

કીંમત બે આના

વંદે માતરમ્ ।





મહાત્મા ગાંધી





# ત્રિરંગી રાષ્ટ્રધ્વજ!

ઉંચે આસ્માનમાં ઉડતો, અનેરા ભાવ કૈં ભરતો;
ફિરસ્તો શાંતિનો એ તો, ત્રિરંગી રાષ્ટ્રધ્વજ મારો.
પુરાણી સંસ્કૃતિ—કીર્તિ, હૃદયનાં પ્રેમ ને ભક્તિ;
સકળ સંમાનની મૂર્તિ, ત્રિરંગી રાષ્ટ્રધ્વજ મારો.
નહિ નામી શકે દુશ્મન, ભલે મુર્દા પડે લાખો;
ફરકતો એ સદા રહેશે, ત્રિરંગી રાષ્ટ્રધ્વજ મારો.
સૂણીને સાદ ઉતરશે, વીરોની ફોજની ફોજો;
અમૂલા પ્રાણ પાથરશે, ત્રિરંગી રાષ્ટ્રધ્વજ મારો.
સનન કરતી છૂટી ગોળી, દડુશી ફૂલની માની,
ઝીલી; જયનાદ ત્યાં ઉઠશે; ત્રિરંગી રાષ્ટ્રધ્વજ મારો.
વહ્યા જળધોધ શું અટકે? છૂટેલાં બાણ શું વળશે?
ચઢ્યો તે શું કદી પડશે? ત્રિરંગી રાષ્ટ્રધ્વજ મારો.

(નવયુગમાંથી) લે—રા. શ્રી કલ્યાણજી વિઠ્ઠલભાઇ.

## ઉદય પામતું પ્રભાત.

ઉઠને વિર તું તજ આળશ હવે. ઉદયભાનુ થયો ઉંઘે શાને,
રાષ્ટ્રનો જયધ્વજ, ફરફરે નભ મહિં. જયનાદ, ભારતના જો સુણાવે.
રેંટીયો, ગણગણે, શાળવસ્ત્રો વણે, મંત્ર મોહન ભણે જગત આખું,
જય ભારત ભણી, જાગને કુળમણી, પ્રકાશીત, જો થયું હિંદ આખું,
માતૃ સેવા મહિં, ઉઠ તત્પર થઇ, ધર્મ તારો ખરે શીર ધારી,
જગાડની જ્યોત એ, મોંઘી આત્મ તણી મંત્ર મોહનતણા સત્ય માની

# ...જન સંગ્રહ

અથવા

# [redacted] રાષ્ટ્ર કિર્તન.





## શરણુ યાચના.

રાગ ગઝલ.

કૃપાકર. વિશ્વના કર્તા. શરણુ તારૂં તું દે' દે' દે'!
ડુબે છે! નાવ ભવ દરિયે! બચાવી તે હવે તું લે...કૃપા.
કર્યાં અપરાધ અતિશય મેં! અતિ અપરાધ વાળો છું!
છતાં યાચ્યું શરણુ તારૂં! શરણુ તારૂં તું દે' દે' દે'...કૃપા.
મુઝાયો છું! ફસાયો છું! નથી બચવા તણો આરો!
ક્ષમા કરી! દિન ને દાતા! શરણુ તારે તું લે' લે' લે'...કૃપા.
હીણુ બુદ્ધી મતી મંદ હું! ભૂલ્યો છું નામ પણુ તારૂં!
દયા કરને ક્ષમા કરને! શરણુ તારે તું લે' લે' લે'...કૃપા.
અતિ અવગુણે હું ભરીયો, અતિગુણુ તા'રાં છે મૂજપર!
કોટી અપરાધ ક્ષમા કરી તાત! શરણુ તારૂં તું દે' દે' દે'...કૃપા.
દયાનિધી! દયાળુ તું! કૃપાનિધી કૃપાળુ તું!
દયા કરને! કૃપા કરને, શરણુ તારૂં તું દે' દે' દે'—કૃપા.
ચરણુ શરણે હવે તારે! પડયો આજિજ હું તો છું!
ડુબે છે! નાવ ભવ દરિયે! બચાવી તે હવે તું લે...કૃપા.







જય શ્રી હિન્દ     જય સ્વદેશ

રાગ. ધ્રુપદ, ચોતાલ.   ૧૦૭૦૭

શ્રી હિંન્દ દેવીને નમું (૨) ટેક.
જન્મદાતા! ભૂ માતા મારી, સકળ રૂપે સ્હાયકારી,
તનનન તોમ્. તનનન તોમ્ તનનન તોમ.
પ્રથમ નામ આરાધુ તારૂં (૨)
સાની સાનીધ, નીધપ ધપ ધપમ. પમ પમગ મગ મગરે ગરે ગરે સા.
સારી ગમ પધની, સા સાની ધપ મગરે સા—॥ શ્રી હિંદ ॥

## યશ ગાન!

ભણો સૌ, ભારતના યશ ગાન—
ઉર પર જેનાં હસી રમી ઉછર્યાં, અન્ન જળ સહુ જેણે અર્પ્યાં;
રામ કૃષ્ણ એ દેહ ધર્યાં જ્યાં, અન્ય દેવ મહાન્-ભણો.
દાદા, ગોખલે, તિલક, રાનડે, દેશ દીપક ગુણવાન.
રહી અમ્મરતા જેની કીર્તિમાં, ગાઓ એના ગુણગાન—ભણો.
ગાંધી, પંડીત, શૌકત મહમદની, વિણા વાણી જે વસુધામાં પ્રગટી.
દીગન્તે કિર્તી જેની પ્રસરી. ગાઓ એનાં યશોગાન—ભણો.
દેશ સેવાનાં ભોગ ધરીને. સ્વરાજ સિદ્ધીનાં મંત્ર ભણીને,
હીંદુ મુસલમીન ઐકય કરીને. ધરો સ્વાર્પણના બલિદાન—ભણો.
વિદેશી વસ્ત્રો દુર કરીને. ખાદીમય હિંન્દુસ્તાન કરીને,
બનો દેશભકિતએ મસ્તાન્! માંગો સ્વરાજ્યનું વરદાન—ભણો.
અચળ પ્રેમ ભકિત. શૌર્ય જગવો; રામ રહેમાન. એક જણાવો
બાંધ બાંધ શું હૃદય મીલાવો, સૌ ભારતનાં સંતાન—ભણો.

રાગ, આશાવરી.

અબહિ બાત નફર રાર, (૨) માત ભારત કરત પૂકાર!
દિલ સેં દીલ ધર, ધરસેં ઘર કર, છોડ સબ તકરાર,—અબહિ.
હિંદુ, મુસલમી, યાહુદિ, પારસી,—હય સબહિ એક સંસાર!
કહત, કહત, ભારત માત પૂકાર.—અબહિ.

# જય ભારત.

જન સેવીત આમ ભારત !
તે ભારત ! ધન ભારત ! જય ભારત !
જ્યાં થયા રામ ને કૃષ્ણ ! એ ભારત !
તે ભારત, ધન ભારત, જય ભારત !
વહે જ્યાં ગંગા—યમુના નીર ! એ ભારત !
તે ભારત, વાય જ્યાં શિતળ પવિત્ર સમિર !
તે ભારત ! ધન ભારત. જય ભારત !
ઉગે જ્યાં વનસ્પતિ ભાર અઢાડ ! એ ભારત !
તે ભારત, છે જ્યાં પવિત્ર ગરિવર પહાડ !
તે ભારત ! ધન ભારત. જય ભારત !
થાય જ્યાં વેદ ધ્વન્ય રળીયાત ! એ ભારત !
તે ભારત ! વશે જ્યાં સતિ શિરોમણી માત !
તે ભારત ! ધન ભારત. જય ભારત !
વહે જ્યાં બંધુ ભાવ ભલી ભાત.
નથી જ્યાં દ્વેષ કલેશ કે તાપ !
ભવો ભવ જન્મ પ્રભુ ત્યાં આપ, ( ૨ )
એ ભારત ! તે ભારત ! ધન ભારત. જય ભારત !

# ધરો ઉર તાન ભારતનું.

### ગઝલ.

ગરીબના પેટ પર પાટુ, વિદેશીએ બહુ માર્યું !
હરી હુન્નર—કળા આખું, અહા ભારત ભુખે ગાર્યું !
દઈ શિક્ષણ—ગુલામી બહુ, ગુલામો બહુ કરી લીધા !
નફ્ટ નોકર, બનાવીને અહા, ભિક્ષુક કરી લીધા !
હમારૂં કાચ્ચું સોનું લઇ, કથીર અમને રહે દેતાં !
છતાં ન્યાયી બની આપે, રહે અન્યાય તો કરતાં !
હમારૂં ગ્નાન ને વિગ્નાન, હરિ હિણ્યા હમોને બહુ !
હમારાં માન ને ગૌરવ, હરી કુછંદ, સોંપ્યા બહુ !
હમોને બુરી આદતમાં, ફસાવી ને રીબાવ્યા છે !
બતાવી મોહ બહુ ખોટાં, હમોને તો બનાવ્યા છે !
હમે મૂર્ખા મતિ મંદ તે, ભુલ્યા સૌ ભાન સ્વાર્થનું,
હવે નાં ભૂલશું નિશ્ચે, ધરી ઉર તાન ભારતનું.

# એક સ્મરણ,—એક ઉપ

જયવંત અને ધનવંત અમારો,
જે દેશ હતો, હાં એક વખતે,
પડયો પરાધિન—તે—હાલ બીચારો
જે દેશ હતો પ્રખ્યાત બધે.
પુર્વજ'ના પ્રાક્રમ પ્રશારવતો,
સ્વાતંન્ત્ર તણું અભી ગ્રાન ઉચરતો,
વિર—વિક્રમથી ખુબ ભરેલો,
ધર્મ કર્મથી પુર્ણ ચડેલો,
જગવિખ્યાત એ દેશ હમારો,
હાલ થયો હતાશ ખરે!
ધરી તે પૂર્વ તણું અભિમાન ઉરે,
વર્તમાન મઢો કંચન શિખરે,
કરવા ઉજ્જવળ એ ભાવિ બધું,
વ્રત દેશભકિત, એક ધરો' શીરે.

## "ખાદી"

### રાગ. ભજન.

ખાદીથી આબાદીરે, ભાઇ પહેરો સૌ ખાદી
પુર્ણ પવિત્રને સાદીરે, (૨) ભાઇ પહેરો સૌ ખાદી.
સ્વરાજ્ય પ્રાપ્તી દે નારીરે, ભાઇ પહેરો સૌ ખાદી.
વિદેશી એ દીધાં વટાળીરે (૨) ભાઇ પહેરો સૌ ખાદી.

× × ×

મુકી મોહ માયા વિદેશીની, રે ભાઇ હવે વિચારો.
ખાલી દીઠો આ ભારત આખો, રે ભાઇ હવે વિચારો
મંત્ર "મોહન" નો લ્યો માની, રે ભાઇ હવે વિચારો
પહેરી ખાદી વધારો આબાદી, રે ભાઇ હવે વિચારો.

× × ×

વિણુ હુન્નર મરે બહુ ભુખેરે, નહિ ખાવા ટાણું એક સુખેરે,
દીલ દયાએ, ભાઇની લાવીરે, હવે દ્રઢ પ્રતિજ્ઞા લો પાળીરે,
વિદેશી વસ્ત્રોને દો પ્રજાળીરે, પાપ પુંજ એ નાંખો ટાળીરે,
થાશે દેશની એથી આબાદીરે, ભાઇ પહેરો સૌ ખાદી,

# માતૃ-કથની.

કહું કથની મારી આજ, શું કહું કથની મારી,
હું તો વિદેશીના ત્રાસે હારી આજ, શું કહું કથની મારી.
બાળક મારાં મેં-જાણી સહુને, કર્યું અરપણ તન મારૂં—
પણ)પરાયે હાથ,મૂકી તે રશકશ,કર્યું જીવતર મમ ખારૂં આજ—શું
શાસ્ત્ર વેદ પુરાણ જ્ઞાન સૌ, મેં સોંપ્યા સુખની આશે.
મુર્ખ રહ્યાં તે છતાં મુજ બાળક, હાય! જીવે પર આશે આજ—શું
અરપ્યું મેં સર્વશ બાળકને, કરવા નામ કમાણી,
પણ મોહ નિંદ્રામાં સૂતાં બાળક, કરી સંપત સૌ ધુળધાણી આજ—શું.

# ભારત સૌની છે જગમાત.

ભારતનાં બાળક સૌ, ભારત, સૌની છે જગમાત,
કર્મ ધર્મ. આ સૃષ્ટીના સૌ, ભારતથી શરૂઆત-ભારત.
જ્ઞાન, વિજ્ઞાન, અમૃત જ્યાં ઝરતું !
માંગ્યુ ફળ, જ્યાં આવી મળતું !
સર્વ જન એ, શાખ ઉચરતું !
કે-છે' ભારત, વિદ્યા, માત-ભારત.
(પણ—)
શૂર, નૂર, સૌ એહ ગુમાવી, આજ પરાધીન હાથ,
ઓશીયાળા, થઈ રહ્યા આપણે, આખર ખાલી હાથ,
ભાઇઓ આખર ખાલી હાથ-ભારત.
પૂર્વ સ્થીતિ તે પુનઃ પ્રકાશી, ઊગશે હવે પ્રભાત !
અંધકારનાં વાદળ ભેદી, હવે કરશે; ભારત રાજ.
ભાઇઓ, કરશે કયારે ભારત રાજ-ભારત.
ગાન, ગજાઓ ગગન ભેદીએ, જય જય ભારત માત,
ભારતનાં બાળક સૌ, ભારત સૌની છે, જગમાત—

# ગાંધીનો જયકાર.

વંદન તવપદ ગુર્જરી ! નંદન ગાંધી ગુણવન્તા.
પાપ નિકંદન, કુ'ધારા-ખંડન ! ગાંધી જયવન્તા.
દુઃખ નિવારણ, સુખના કારણ ! રાષ્ટ્રધ્વજ ધરન્તા.
યોગના સાધક, દેશના બોધક ! ગાંધી સંત મહન્તા.
જય હો જય હો, જય તુંજ ગાંધી !
ચક્ર સુદર્શન ધરન્તા.—નંદન.

# સેવા-ભક્તિ.

હો માતૃભૂમિ ત્હારાં, ચરણોમાં,
હું ભક્તિ ભેટ મ્હારી, તુજ ચરણોમાં ધરા
તું સેવા તણા સહુ મંત્રો, એ મ્હારાં રદયનાં તંત્રો,
જપી દીન, રાત ઉઠી, હું ગુણ ત્હારા ગાઉં. ૨
જેથા સપૂત ઉપજ્યા, શ્રી રામ-કૃષ્ણ જેવા,
એ, તું શરીર ધૂળીકા, મુજ મસ્તકે ચઢાવું. ૩
તું સેવા એજ સાચી, જીંદગાની જ્યોત માંની,
તન મન ધન, તે સહુ, તું વિના નકામું. ૪
ઉપકાર અતીશય ત્હારા, લીધા હૃદયમાં ધારી,
તું કાજ મરવું જીવવું, એ વ્રત-પ્રાતજ્ઞા મારી, ૫
એક પુણ્ય નામ ત્હારૂં, આખી આલમે ગજાવું,
મૂજ દેહ ત્હારી ઉપર, કુરબાનામાં ઝુકાવું. ૬

# કુસંપતજી સુસંપ કરો !

રાગ. કવ્વાલી.

કુસંપે હિંદ વાસીનાં, હૃદયનો ગર્વ ગાળ્યો છે!
ઝળકતા હિંદગૌરવનો, કુસંપે ડાટ વાળ્યો છે?
અરે! ઓ જ્ઞાની બંધુઓ, વડો કાં ગર્વને માટે?
સ્વદેશના શત્રુઓ થઇને, લડો કાં દેશીઓ સાથે!
વિણ વિચાર્યા, લાભને હાની, મરો હિંદવા ગુમાનીમાં
મળ્યો જે જન્મ જશ લેવા, ગુમાવો તે નકામો કાં
મળો ભેટો રદય સાથે. રદયની ભાવના એ છે,
ભલે હો મત કંઇ જુદા, રદયની ભાવનાં એ છે.
વીચારો તો વિવેકીઓ! નથી તમ રાહ કંઇ બીજો
મૂકીદો ભેદ મત ઉંચા, સ્વિકારો રાહ એક સીધો
સુસંપી ભાવના સાંધી, કરો હોકાર સૌ ગાજી
કુસંપે ગઇ બધી બાજી, હવે તો છો થઇ રાજી.

# ગુણગાન-યાચના.

જય જય. જય જય. માતૃ ભૂમી માહરી,
શી શોભે જગલીલા તારી.
જન માટે સૌ તેં નીપજાવ્યું.
અન્ન. ધન. વન સૌ તેં ઉપજાવ્યું
કરી કૃપા વારી—જય જય, જય જય. માતૃભૂમી માહરી
બહુ ગુણ કીધાં તેં અમ ઉપર,
કીર્તિ તારી, મા અજરામર,
ધન્ય, ધન્ય, આવ્યો આ અવસર.
જન્મ ફેરો, મૂજ સફળ કર,
દે ભક્તિ શક્તિ તારી—જય જય.જય જય. માતૃભૂમી માહરી

## જ્ન – ગી હોય તે જાણે.

રાગ, ભજન.

રે' જેને લાગી હોય તે જાણે, અલ્યા, બીજા શું! મન આણેરે—(ટેક)
દાદાને લાગી, ગોખલેને લાગી, લાગી ટીલકને, ખરે ટાણેરે—
પટેલ ભાઇને લાગી, અલીબંધુને લાગી, જશ જેનાં જગ જાણેરે—
શ્રી બજાજને લાગી, નહેરૂને લાગી, મુકી સાહયબી–સેવા વ્રત ધારેરે—
એવાં અનેક કાંઇ બંધુને લાગી. લગનીસ્વદેશ ઉદ્ધારેરે—
પંજાબને લાગી, બંગાળને લાગી. વાત સાચી જગ જાણેરે—
ગરવી ગુજરાતને પણ લાગી અંતરમાં–ખરેખરી આટાણેરે—
પૂરે પૂરી લાગી, માહત્મા–ગાંધીને કે' લેવુ સ્વરાજ્ય સુતરને તાણેરે—

## સત્યાગ્રહ.

રાગ. ત્રોટકની રાહ.

નીજ દેશ તણું હિત હૈયે ધરી.
ગણી જેલ–મ્હેલ કરી માયા પરી–
શીષ ઉંચા કર્યા વ્રત–સત્ય ધરી.
નવ આશ કરી તન મન ધનની.
મરી ફીટવા ઉન્નત શીષ કર્યાં.
માત ચરણે મોઘાં જીવ ધર્યાં–
નહિ દમન–નિતીથી કાંઇ ડર્યા.
નહિ લાલચ લોભને કાંઇ વર્યા–
અહિંસાગુણ પ્રધાન્યગણી, મરી જીતવા ઇચ્છા ઉર ધરી,
સર સંધાન કર્યું "અસહકાર" કરી જીતી જેલ વર્યા "સત્યાગ્રહ"થી.

## અમ જન્મ ભુમી આ!

નંદન વન સમ ભરત ભૂમિ આ.
દેવ ભૂમિ અમ જન્મ ભૂમિ આ!
સુર વસિત અમ હિંદ ભૂમિ આ
ધર્મ રક્ષિત અમ જન્મ ભૂમિ આ!
સન્ત મહન્ત ની કર્મ ભૂમિ આ.
ધર્મ ધાન્ય ધન ભરી ભૂમિ આ!
જય હો! જય હો! જન્મ ભૂમિમાં.
હિન્દ ભૂમિ આ, અમ જન્મ ભૂમિ આ!

# સ્વરાજ્ય લેવું સહેલ

( આનંદ મંગળ ગાવો. એ ...હ )

વંદે માતરમ પ્રથમ ગાવો. સ્વદેશ સેવાનો લેવા લ્હાવો;
ગુરૂ ગાંધીના રસ્તે ચાલો. સ્વરાજ્ય લેવું સહેલ છે
ચરખા મય હિંદ બનાવો. વસ્તુ વિદેશીથી મોહ તજાવો;
સૌ શુદ્ધ સ્વદેશીથી ગૃહ દીપાવો. સ્વરાજ્ય લેવું સહેલ છે!
વસ્તુમાત્ર વિદેશી ત્યાગો. નકલી ફેશનથી પણ ભાગો;
વડવાનાં રીવાજ સંભારો, સ્વરાજ્ય લેવું સહેલ છે!
નહિ વિદેશી નકલ ક્યાં છાજે, કરતાં એ નકલ વડવા લાજે,
ગુણ ધર્મથી ભૂમી જે ગાજે, ત્યાં સ્વરાજ્ય લેવું સહેલ છે.
જ્યાં શ્રી રામ કૃષ્ણ થયાતા. જ્યાં શ્રી ગૌતમ બુદ્ધ જન્માતા,
જ્યાં વિર પ્રતાપ પૃથુ ઝુઝયાતા. ત્યાં સ્વરાજ લેવું સહેલ છે.
નહિ એક બીજાના વાંકો કહાડો, સૌ પોતાની ભૂલો છાંડો.
આપણું છે તે આપણુ સાંધો. સ્વરાજ્ય લેવું સહેલ છે.
શા કાજે કજીયા કરીયે. શા માટે અદાલત જઇએ.
હળી મળી સદા સૌ રહીયે. તો સ્વરાજ્ય લેવું સહેલ છે!
આત્મશ્રદ્ધા પર બળ રાખો. હિંસા ગુણ હૃદયથી ત્યાગો,
અરી જીતવા હિમત ધારો. સ્વરાજ લેવું સહેલ છે.
નથી લડવું બંદુક ભાલે. નથી લડવું તોપ કમાને,
ઝુઝી જીતવું છે આત્મબાણે. સ્વરાજ્ય લેવું સહેલ છે!
સ્વરાજ એ જન્મસિદ્ધ હકક મારો, હિંદ હીરો તીલક કે'નારો.
એ લેવા બળ બુદ્ધી ધારો, સ્વરાજ્ય લેવું સહેલ છે.
ગુરૂ ગાંધીએ મંત્ર આપ્યો, સુતરને તાંતણે તંત્ર રાખ્યો,
ધરી તંત્ર એ મંત્ર જાપો. સ્વરાજ લેવું સહેલ છે.
સૌ ભાઇ ભાઇથી હૃદય મીલાવો, સૌ કો એક વિચારે થાઓ.
મત મતાંતર કુસંપ છાંડો. સ્વરાજ લેવું સહેલ છે.

# એજ તમારૂં કામ !

ધરો કંઇ હિત શિખામણ ધ્યાન, કરો કંઇ દેશ તણું કલ્યાણ.
દેશ આપણો દુઃખે, સબડતો, છતાં રસ કસે, રહે એ રડતો,—
કારણ શોધી, કરો ને હસતો, એજ તમારૂં કામ —ધરો.
ભણી ગણીને ભારત બાળક, ધરે ગુલામી ધ્યાન,
હુન્નર કળા, હવે વાચારી ટાળો લાંચ્છન તેહ તમામ,
ધરો કંઇ દેશોન્નતી પર ધ્યાન, ખરેખર એજ તમારૂં કામ—ધરો.

...સંતાન.

... આળસ, જાગ જાગ ભારત સંતાન,
દીન-હિણુ ભ... માત પુકારે. ચેત, ચેત, ભારત સંતાન.
મોહ નિંદ્રા તજી દે તારી વિદેશીથી તજ તું તોફાન,
સ્વરાજ સિદ્ધી ઉભી આંગણે,ચેત ચેત ભારત સંતાન.
ભારત માતા, સુખની દાતા, આપણા સૌ તેનાં સંતાન,
પડી પરાધીન તે પોકારે, ચેત ચેત ભારત સંતાન.
વિર કેશરી રહ્યા સ્વર્ગમાં, મુકી અમ્મર આખું નામ,
જન્મ શીદ્ધ હક મારો જાણી, ચેત, ચેત, ભારત સંતાન.
અવિચળ નેતા ઉભા આપણાં, ગાંધીજી જેવા ગુણવાન,
મહમદ, શૌકત, લાલા સાથે, ચેત, ચેત, ભારત સંતાન.
શ્રીદાસ, ન્હેરૂ માલવિયાજી, વળી પટેલ ભાઈઓ વિધમાન,
ભગવતી માતા સરોજની પણ, ચેત, ચેત, ભારત સંતાન.
કોંગ્રેસનું ફરમાન વધાવ્યું ! નક્કી કીધેલું કર્યું તમામ !
થઇ ફતેહ બેઝવાડા ફ્રમની ! ચેત, ચેત, ભારત સંતાન.
પ્રગટાવી હોળી દેશ વીદેશે, બાળ્યું પરદેશી કાપડ બહુ ઠામ,
સ્વદેશીની ખુબી નીહાળી, ચેત, ચેત, ભારત સંતાન.
કાળી ટોપી પર કેર વર્તાયો, કાળાનું થાવ કલ્યાણ,
દારૂનો પણ ઠીક દાટ વળાયો. ચેત. ચેત ભારત સંતાન.
નુર ખુદાઈ સફેદી માંહે, જો આંખ ઉઘાડી ભારત સંતાન,
(તેમ) ખાનદાની ખાદીની જોઈ, ચેત, ચેત, ભારત સંતાન.
થોડુંક કર્યું હજુ છે કરવાનું, કમ્મર કસો વિરના સંતાન,
બારડોલી કાર્યક્રમ હજુ અધૂરો. ચેત. ચેત, ભારત સંતાન.
કરવું ધાર્યું જેહ તમે તે, પૂર્ણ કરવા રાખો ધ્યાન !
યાહોમ ! કરીને ધસો હવે સૌ, ચેત, ચેત, ભારત સંતાન.
ઘણું ઉંઘ્યો હવે તજ આળશ, જાગ જાગ નર ઓ ! બળવાન,
દીન હિણુ ભારત માત પુકારે, ચેત, ચેત, ભારત સંતાન.

---

રાગ ફારસનો રાહ.

આજ સ્વરાજ સ્થાપન કરીએ, !
બધે જયનાદ ! પુકારી કહીયે,-( ૨ )
ઝુંડો સ્વતંત્રતાનો ધરીયે, પરતંત્રતાને પરહરિયે—આજ.
ભૂમિ ભારતની બોલબાલા ( બોલો ! ) સૌ ભારતની બોલબાલા.
ઉચ્ચારો વન્દે માતરમ્...વન્દે માતરમ્...વન્દે માતરમ્—
સૌ પ્યારા.—આજ.

સમાપ્ત.

## આ બુક બરાબ...

આ આવૃતિ માત્ર નમુના તર[illegible] પ્રસિદ્ધ કર[illegible] આવી છે. હવે પછી આ બુક આનાથી ચારગણું મોટા કદમાં સુપ્રસિદ્ધ લેખકોના સર્વોતમ લેખોથી શણગારી પ્રસિદ્ધ કરવામાં આવશે. દરેકે દરેક ભારત સંતાને માતૃભકિતથી પરીપૂર્ણ કાવ્યો હમેશાં મૂખપાઠ કરવાંજ જોઇએ. ખરીદવા ઇચ્છનારે તાકીદે પ્રકાશક પર લખી નામ નોંધાવવું. જાહેર ખબર આપવા ઇચ્છનારે પણ તાકીદે બંદોબસ્ત કરવો ભાવ તાલ માટે લખો પ્રકાશકને.

## એ શીવાય તદ્દન નવીજ બહાર પડેલી બુકો.

બ્હોળો લાભ. તદ્દન સસ્તી કીંમત. તાકીદે મંગાવો.

સંગીત ગઝલ સંગ્રહ અથવા પ્રખ્યાત ગાયન માળા
રાજકડીયારાની વાર્તા અથવા નાટક ગાયન સંગ્રહ
સુબર્ડની ઇમીટેશન શેઠાણી અથવા રશીક ગાયન સંગ્રહ
આનંદે બહાર. અથવા ગુજરાતી ગાયન માળા
ન્યુ ફોનોગ્રાફ ગાયન સંગ્રહ ઉર્દુ ગઝલ કવ્વાલી
નિર્ધન છેલ અથવા નસિબની બલીહારી. એક સુંદર વાર્તા
માશૂકે સૂરત ઉર્દુ ગઝલે બુલબુલ ( ઉર્દુ ગઝલો )

### કિંમત દરેકની ફક્ત બબ્બે આના.

આઠે નકલ મંગાવનારને પોષ્ટેજ માફ.

સામટી ખરીદનારને બ્હોળો લાભ. ફેરી ફરી વેચવા ઇચ્છનારે આ સોનેરી તક કદી ગુમાવવી નહી. થોડે રોકાણે મોટી કમાણી કરવી હોય તો જરૂર આ બાબત પર લક્ષ આપવું. બહારગામવાળા માટે પત્ર વ્યવહાર કરવાનું શરનામું—

## શા. ચુનિલાલ મગનલાલ બુકસેલર.

ઠે. રાણીતળાવ—સુરત.

સુરતમાં હંમેશાં મળવાનું ઠેકાણું—

### બુકસેલર મણીલાલ ભાઇશંકર વ્યાશ.

ઠે. સ્ટેશન નજીક, સ્ટેશન રોડ—સુરત.